નવી

# भरुच जील्लानी भूगोळ.

## સુધારા તથા વધારા સાથે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકશેલર. કાશીરામ જેભાઇ (સલુણવાળા)

મુકામ ભરૂચ.

આવૃતિ ૧ લી.

સને ૧૮૮૪—સંવત ૧૯૪૧

નડીઆદ.

ટભાણુ ભાગોળે કુંભાર પોળમાં મેહેતા સુરજ
રાંમ નથુલાલે પોતાના છાપખાનામાં છાપી

कींमत १। आनो.

(બીજા ધોરણ માટે)

# ભરુચ જીલ્લાની ભૂગોળ.

**ભૂગોળ**—પૃથ્વીની સપાટી ઉપરના ભાગોનું વર્ણન ભૂ, અને ગોળ એ શબ્દ મળીને ભૂગોળ થઈ છે. ભૂ, એટલે પૃથ્વી અને ગોળ એટલે ગોળાકાર, પૃથ્વી ગોળ છે.

**પૃથ્વીનો આકાર**—નારંગીના જેવો ગોળછે એટલે પૂર્વ અને પશ્ચિમ તરફ કરતાં ઉત્તર અને દક્ષિણ તરફ જરા ચપટી છે.

**પૃથ્વી ઉપર મુખ્ય શું**—પાણી અને જમીન એ બે આખી પૃથ્વીના સરખા ત્રણ ભાગ કરીએતો બે ભાગ કરતાં વધારે પાણી છે, ને બાકીની ખુલ્લી જમીન છે.

દિશાઓ ચાર છે ૧ પૂર્વ, ૨ પશ્ચિમ, ૩ દક્ષિણ, ૪ ઉત્તર,

**પુર્વદિશા**—જે તરફ સૂર્ય ઉગતો દેખાય છે તેને ઉગમણી દિશા પણ કહે છે.

**પશ્ચિમદિશા**—જે તરફ સાંજ પોરનો સૂર્ય આથમતો દેખાય છે તે. એને આથમણી દિશા પણ કહે છે. વળી પુર્વદિશાની સામેની પશ્ચિમ દિશા સમજવી.

**દક્ષિણ ને ઉત્તર દિશા**—પૂર્વ તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ તરફની દક્ષિણ દિશા આવે, ને ડાબા હાથ તરફની ઉત્તર દિશા જાણવી.

ખુણાઓ—ચારછે ૧ અગ્નિ, ૨ વાવ્ય, ૩ નૈરૂત્ય, ૪ ઇશાન

અગ્નિ ખુણો—દક્ષિણ અને પુર્વ વચ્ચેનો

વાવ્ય ખુણો—ઉત્તર અને પશ્ચિમની વચ્ચેનો

નૈરૂત્ય ખુણો—દક્ષિણ અને પશ્ચિમની વચ્ચેનો

ઇશાન ખુણો—ઉત્તર અને પુર્વનો વચ્ચેનો

## વાખ્યાઓ

નકશો—ગામ, શોહેર, પ્રગણું, જીલ્લો, વિગેરે, હરેકનો નમુનો અથવા આકાર તેને નકશો કહે છે.

ગામ તથા કસ્બો જેની અંદર થોડાં ઘર આવેલાં હોય તેને ગામ કહે છે. અને તેથી વધારે ને સારાં ઘર હોય તો તેને કસ્બો કહે છે.

શોહેર—જેની અંદર મોટાં મોટાં છોબંધ ને હાર બંધ ઘર આવેલાં હોય, તથા મોટાં મોટાં બજાર ને વેપાર સારો ચાલતો હોય તેને શોહેર કહે છે.

બંદર—જે ગામ કે શોહેર દરિઆ કિનારે કે મોટી નદીના મુખ પર આવેલું હોય અને માલ વહાણ મારફતે ચઢે અથવા ઉતરે તે.

ફુરજો—વહાણમાં જે જગો પરથી માલ ચડે છે તથા ઉતરે છે તે જગાએ વેપારી લોકોની લાતીઓ હોય છે તથા સરકાર તર

કચેરી એક અમલદાર તથા બીજા કારકુન હોય છે ને તે જગાએ થાણું બંધાએલો હોય છે તે

**પ્રગણું**—એક મામલેદાર ના તાબામાં જેટલાં ગામ હોય તે.

**પ્રગણાનું નામ**— મામલેદાર જે ગામમાં કચેરી કરે છે તે ગામ પરથી પાડે છે.

**જીલ્લો**—એક કલેક્ટરના તાબામાં જેટલાં પ્રગણાં હોય તે.

**જીલ્લાનું નામ**-કલેક્ટર સાહેબ જે ગામમાં પોતાનું રેહેઠાણ કરે તે પરથી,

**પ્રગણાની હદ**-ઘણું કરીને નદીઓ અથવા ખાડીઓથી ઠરાએલી હોય છે

**નદી**-મીઠા પાણીનો પ્રવાહ પર્વત અથવા સરોવરમાથી નીકળીને ઢળતી જગામાં થઈ સમુદ્રને મળે છે

**ખાડી**—સમુદ્રને મળતા પેહેલાં ભરતીનું પાણી માંહે આવે તેને.

**સમુદ્ર**—માહાસાગરથી નાનો તેને સમુદ્ર અથવા દરિઓ કે સાગર કહે છે

**માહાસાગ**—પૃથ્વી ઉપર ખારૂ પાણીછે તેના પાંચ ભાગ કર્યા છે, તેમાંના દરેકને મહાસાગર કહે છે.

**અખાત**—જમીન પર ઘણા ગાઉ સુધી ગએલો સમુદ્રનો ફાંટો તે.

**બેટ**—જે જમીનની ચારે બાજુએ પાણી હોય છે તે.

**ડુંગર**—જમીન ઉપર ઊંચા ઊંચા ટેકરાનો જથો એકઠો થઇ દુર સુધી ગએલો હોય તે

**પાહાડ કે પર્વત**-ઘણા ઉંચા ડુંગરા લાંબા વધીને ઘણા ગાઉ સુધી ગયા હોય તે.

**તળાવ કે સરોવર**—જે પાણીની ચારે બાજુએ જમીન હોય તે તળાવ અને તળાવથી મોટું તથા ઊંડુ હોય તે સરોવર એનું પાણી મીઠું હોય છે.

**નદીનુ મુળ તથા મુખ**—નદી જે જગાએથી નીકળેછે તે મુળ. અને દરીઆને જયાં આગળ મળે છે તે મુખ.

**સંગમ**—જે સ્થળે નાની નદી મોટી નદીને મળે છે તેને સંગમ કહે છે.

**સંસ્થાન**—દેશી રાજાઓનું નાનું કે મોટું એક રાજ્ય અંગ્રેજ સરકારના ઉપરી પણા નીચે હોય તે.

**કલેકટર**—મામલેદાર પર તપાસ કરે છે તથા મામલેદારે કરેલા ઇનસાફની અપીલ સાંભળે છે તથા મોટા ગુના તપાસે છે તે.

**જજ્જ**—દીવાની કામ ચુકવે છે તથા મુનસફના ઈનસાફની અપીલ સાંભળે છે તથા શેશન ગુનાહનો ઇનસાફ કરે છે તે.

**મામલેદાર**—જમીનની આમદાની વસુલ કરે છે અને હલકા ફોજદારી ગુનાહનો ઈનસાફ કરે છે તે

**મુનસફ**—લેણા દેણાનાં તકરારી કામ ચુકવે છે તે.

**ફોજદાર**-ચોરી, ખુન, ધાડ, મારામારી વિગેરેનો બંદોબસ્ત રાખે છે તે.

## ભરૂચ જીલ્લાનું સામાન્ય વર્ણન

આપણે ભરૂચ જીલ્લામાં રહીએ છીએ અને તેનું મુખ્ય શેહેર ભરૂચ નર્મદા નદીને ઉત્તર કિનારે એક ઉંચી ટેકરી પર છે તેનું અસલ નામ ભ્રગુપુર અથવા ભ્રગુક્ષેત્ર કેહેવાય છે તે ઈ. સ. ૧૮૦૩ માં અંગ્રેજોને હાથ આવ્યું આ ભરૂચ જીલ્લાનો નકશો છે

**નકશાની દિશાઓ**-નકશો સીધો રાખીને તેની સામા આપણે ઉભા રહીએતો ઉપલી તરફ તે ઉત્તર, નીચે ભોંય તરફની દક્ષિણ, ડાબા હાથ તરફની પશ્ચિમ, ને જમણા હાથ તરફની પૂર્વ, ને તે ઉપરથી ખુણા પણ તરત જાણાશે.

**ભરૂચ જીલ્લાની સીમા**-ઉત્તરમાં મહી નદી તથા પેલી તરફ ખેડા જીલ્લાનું બોરસદ પરગણું છે દક્ષિણમાં કીમ નદી તેની પેલી મેર સુરત જીલ્લાનું ઓરપાડ પરગણું છે પૂર્વમાં ગાએકવાડી વડોદરા, તથા રાજ પીપળાનું સંસ્થાન છે ને પશ્ચિમમાં ખંભાતનો અખાત છે.

**જીલ્લાનું ક્ષેત્ર ફળ**-(૧૪૫૩) ચોરસ માઇલછે.

**ગામ તથા વસ્તી**-(૪૦૧) ગામ તથા (૩૨૬૯૩૦) માણસની વસ્તી છે.

**મુખ્ય નદીઓ**–૧ મહી, ૨ ઢાઢર, ૩ નર્મદા, ૪ કીમ, ૫ ઉમરાવતી.

**મહી નદી**–માળવા દેશના પાહાડમાંથી નીકળીને ખંભાતના આખાતને મળે છે. ને પુર્વથી પશ્ચિમમાં વહે છે. (કાવી, સારોધ, દગામ, એ ગામ દક્ષિણ કીનારે આવ્યાં છે.)

**ઢાઢર નદી**–રેવાકાંઠાના નારૂકોટ પાસેના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. ને જંબુશર પ્રગણાની દક્ષિણમાં ને આમોદ પ્રગણાની ઉત્તરે આવી છે તે પૂર્વથી પશ્ચિમમાં વહે છે.

(ટંકારીઆ ને ડોળીઆ ઉત્તરે કિનાર તથા આમોદને ગંધાર, દક્ષિણ કિનારે આવ્યાં છે.)

**નર્મદા નદી**–સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. ને પુર્વથી પશ્ચિમમાં વહે છે. આશરે ૮૦૦ માઇલ લાંબી છે ગુજરાતમાં સૌથી મોટી નદી આ છે એ ભરૂચ પ્રગણાની ને અંકલેશ્વર પ્રગણાની વચમાં રહીને વહે છે. (ભરૂચ સુકલતીર્થ, ઝાડેશ્વર, તવરા, ભાડભૂત, એ ગામ ઉત્તર કિનારે છે. માંડવા, દીવા, સકરપોર એ દક્ષિણ કિનારે છે.)

**કીમ નદી**–એ રાજપીપળા અથવા નાંદોદ સંસ્થાનના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતના મળે છે. ને પુર્વથી પશ્ચિમમાં વહે છે. તે અંકલેશ્વર પ્રગણાની દક્ષિણમાંછે. (એને ઉત્તર કાંઠે ઓભા, ને ઇલાવ એ ગામ આવ્યાં છે.)

**ઉમરાવતી**—રાજપીપળા અથવા નાંદોદ સંસ્થાનના ડુંગરમાં થી નીકળીને માંડવા બુજર્ગ આગળ નર્મદા નદીને મળે છે. ને દક્ષિણથી ઉત્તરમાં વહે છે. (એને કાંઠે માંડવા ગામ છે.)

**મુખ્ય ખાડીઓ**—ભુખી એ ભરૂચ તથા વાગરા પ્રગણાની વચે છે. વંદ એ અંકલેશ્વર પ્રગણાના કતપોર ગામની પાસે છે. ઓછાદ, ગોપાળ, રૂપારેલ, એ ખાડીઓ આમોદ પ્રગણામાં આવી છે. ને ગુગલીઆ, સાબુ, ખારા એ વાગરા પ્રગણામાં છે.

**મુખ્ય બેટ**—ધંતુરીઆ, તરીઆ, આલીઆ, કાશીઆ, (તેમાં આલીઆમાં વસ્તી નથી.

**મુખ્ય અખાત**—ખંભાતનું અખાત તે ભરૂચ જીલ્લાની પશ્ચિમમાં છે.

**રેલવે સ્ટેશન**—પાનોલી, અકલેશ્વર, ભરૂચ, ચમારગામ, પાલેજ.

**મુખ્ય બંદર**—ભરૂચ નર્મદા નદીને કાંઠેછે. દગામ મહી નદીને કાંઠે, ટંકારીઆ ઢાઢર નદીને કાંઠે, દેહેજ દરિઆ કિનારેછે. (આ બંદરોનો વેપાર આગગાડી થવાથી નબળો પડી ગયો છે)

**મુખ્ય દવાખાનાં**—ભરૂચ, જંબુશર, અંકલેશ્વર, હાંસોટ, ઓલાવ, આમોદ ને વાગરા.

**જાત્રાની જગાઓ**—ભરૂચ પ્રગણામાં સુકલતીર્થ, તવરા, ને ભાડભુત તથા અંકલેશ્વર પ્રગણામાં સજોદ ગામ છે. ને વાગરા

પ્રગણામાં લખી ગામ.

**જોવા લાયક જગા**—કાવીમાં સાસુ વહુનાં દહેરાંછે સુકલતી ર્થની પાસે કબીર નામે વડ તથા નાંદોદના રાજ્યમાં ગુમાન દેવ ને ગંધારમાં બે તળાવ છે તથા (ભરૂચ આગળ નર્મદા નદીનો પુલ ઘણોજ મજબુતને શોભાયમાન છે.)

**મુખ્ય ગામ—भरूच, जंबुशार, अंकलेश्वर, आमोद, हांसोट, कावी, सारोद, गजेरा, टंकारीआ, केरवाडा , सरभोण, देहेज, वागरा, सुकलतीर्थ, अमलेश्वर, इलाव, कतपे.र, ने सजोद,**

**મુખ્યઅધીકારી**—કલેકટર, આસિસ્ટંટ કલેકટર, પોલીશ સુપ્રીન્ટેન્ડેન્ટ, પોલીસ ઇન્સ્પેકટર, મામલતદાર, મુનસફ, ફોજદાર, વિગેરે વળી સુરતથી જજ્જ સેસન કામ ચુકવવા આવે છે ને આસિસ્ટંટ જજ્જની કચેરી હાલ નીકળી છે.

**રૂનાં કારખાનાં**—ભરૂચમાં ૧૨ કપાસ પીલવાનાં ને ૩ કાપડ વણવાનાં છે.

**પ્રગણાં**—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુશર, (હાંસોટ કરબો છે)

## ભરૂચ પ્રગણું.

**ચાર દિશાની હદ**—ઉત્તરમાં ભુખી ખાડી તથા પેલી તરફ આમોદ ને વાગરા પ્રગણું, દક્ષિણમાં નર્મદા નદી તથા પેલી તરફ અંકલેશ્વર પ્રગણું, પૂર્વમાં ગાયેકવાડી વડોદરા સંસ્થાન, પશ્ચિમમાં ખંભાતનું આખત છે.

**ગામ તથા વસ્તી**—(૧૦૪) ગામ ને (૬) ભોવાડાંછે. તેમાં ભરૂચ શેહેરની વસ્તી બાદ કરતાં આ તાલુકામાં (૭૩૨૮૦) માણસની વસ્તી છે.

**મુખ્ય નદી**—નર્મદા એ સાતપુડા પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

**મુખ્ય ખાડી**—ભુખી ખાડી, એ ભરૂચ તથા વાગરા પ્રગણાની વચ્ચે છે.

**મુખ્યશેહેર**—ભરૂચ નર્મદા નદીને કાંઠે છે આ શેહેરમાં પેહેલાં વેપાર ઘણો સારો ચાલતો હતો પણ આગગાડી થવાથી હાલ નરમ પડી ગયો છે.

**રેલવેસ્ટેશન**—ભરૂચ, ચમારગામ, પાલેજ.

**મુખ્ય બેટ**—ધંતુરીઆ, આલીઆ, કાશીઆ, તરીઆ.

**જાત્રાની જગો**—સુકલતીર્થમાં દર વરશે કારતક સુદ ૧૫ ઉપર, તવરામાં દર અરાઢ વરશે બે વૈશાખ આવે ત્યારે, ને ભાડભુતમાં દર અઢાર વરશે બે ભાદરવા આવે ત્યારે જાત્રા ભરાયછે.

**જોવા લાયક મકાન**—ભરૂચમાં જુમા મશીદ, સુકલ તીર્થ ની પાસે કબીર નામે વડ, ને નાંદોદના રાજ્યમાં ગુમાન દેવ.

**ઇનામી ગામો**—અડોલ, મંગળેશ્વર, થામ, ભુવા, અલ્લારબા, વેરવાડા, ઉમરાજ, (વળી જનોરના ઠાકોરને રોકડ મળેછે).

**મુખ્ય ગામ**—ભરૂચ નર્મદાને કિનારે છે એમાં (૩૭૨૮૧) માણસની વસ્તી છે તેમાં બ્રાહ્મણ, વાણીઆ, ક્ષત્રી, પારશી, મુસલમાન, વિગેરે જાતના લોક વસે છે તથા સુધરાઈ ખાતુ છે.

એમાં **सुकलतीर्थ, टंकारीआ, शाहाबाद, झाडेश्वर, झनोर, नीकोरा. पारखेत, अमलेश्वर,** એ મોટાં ગામછે આ શિવાય (तवरा, पादरीआ शीत पोण)છે.

**મુખ્ય અધીકારી**—કલેકટર, આસિસ્ટંટ કલેકટર, મામલતદાર, ફોજદાર, સદર અમીન, ડાક્તર, સ્માલકાજ કોરટના જજ વિગેરે છે.

**રૂનાં કારખાનાં**—(૧૨) કપાસ પીલવાનાં (૩) સુતર વાણવાનાં તે બધાં વરાળથી ચાલે છે (પાલેજને સમાર ગામમાં પણ કપાસ પીલવાનાં કારખાંનાં છે.

---

ભરૂચ શેહેરમાં બુક સેલર કાશીરામ જેભાઇ (સલુણ વાળા) ની દુકાનછે તેની દુકાને નિશાળોમાં ચાલતી તમામ ચોપડીઓ તથા બીજી ઘણી જાતનાં પુસ્તકો મળે છે.

**મુખ્ય પેદાશ**—કપાસ. જુવાર, ઘઊં, કઠોળ, અને થોડી થયા શેરડી તથા કસુંબાના ફુલની છે.

## અંકલેશ્વર પ્રગણું

**ચાર દિશાની હદ**—ઉત્તરમાં નર્મદા નદી તથા પેલીમેર ભરૂચ પ્રગણું દક્ષિણમાં કીમ નદી પેલીમેર સુરત જીલ્લાનું ઓરપાડ પ્રગણું પુર્વમાં રાજપીપળા ઉરફે નાંદોદનુ સ્વસ્થાન પશ્ચિમ માં ખંભાતનું અખાત છે.

**ગામ તથા વસ્તી**—(૯૯) ગામને (૧) મોવાડોછે તથા (૬૫૦૫૪) માણસની વસ્તી છે

**મુખ્ય નદીઓ**—નર્મદા એ ઉત્તરમાંછે, કીમ દક્ષિણમાંછે, ને ઉમરાવતી પુર્વમાં છે.

**મુખ્યખાડીઓ**—વંદ પુર્વથી પશ્ચિમ તરફ છે.

**રેલવે સ્ટેશન**—અંકલેશ્વર, ને પાનોલી.

**દવાખાનાં**—અંકલેશ્વર, હાંસોટ, ને ઇલાવ.

**મુખ્ય પાહાડ**—એકે નથી પણ પૂર્વ ભાગમાં કોઈ કોઈ ઠેકાણે ટેકરા છે.

**જાત્રાની જગાઓ**—સજોદ, તથા અંકલેશ્વરથી દોઢ ગાઉ ઉપર જળકુંડ છે.

**મુખ્ય ગામ**—૧ અંકલેશ્વર, તેમાં (૯૫૩૫) માણસની વસ્તી છે તથા સુધરાઇ ખાતુ તથા દવાખાનું છે. હાંસોટ એ મોટું

ફરઓછે એમાં ૪૨૭૫ માણસની વસ્તીછે **इलाव, कतपुर, दोवा, शीसोदरा, ने मांढवा बुजर्ग, सजोद** એ મોટાં ગામ છે.

**ઈનામી ગામ**--ઉટીઆદરા, દઢોળ, અંબોલી.

**મુખ્ય અધીકારી**–મામલતદાર, મુનસફ, ફોજદાર, ડાકટર, (આ પ્રગણું મોટું છે, માટે હાંસોટમાં એક મહાલ કરી રહે છે-

**મુખ્ય પેદાશ**–કપાસ, જુવાર, ઘઊં, કઠોળ, તેમજ હાંસોટ પ્રગણાના ઘઊં ભરૂચ જીલ્લામાં ઘણા વપરાય છે.

## વાગરા પ્રગણું

**ચાર દિશાની હદ**—ઉત્તરમાં ઢાઢર નદી અને આમોદ પ્રગણું તથા પેલી તરફ જંબુસર પ્રગણું, દક્ષિણમાં ભુખી ખાડી, પેલી તરફ ભરૂચ પ્રગણું, પુર્વમાં ભરૂચ તથા આમોદ પ્રગણું, પશ્ચિમે ખંભાતનું અખાત છે.

**ગામ તથા વસ્તી**--(૬૯) ગામ તથા (૩૩૯૦૨) માણસની વસ્તી છે.

**મુખ્ય નદી**--એકે નથી પણ ભરૂચ તથા વાગરા પ્રગણાની વચ્ચે ભુખી ખાડી છે.

**મુખ્ય બંદર—દહેજ** (રેલવે થવાથી વેપારમાં નબળું પડી ગયુ છે).

**જાત્રાની જગાઓ**–લખી ગામમાં લક્ષમણ લોટેશ્વરનાં દેરાં છે ત્યાં અસાડ સુદ ૧૧ ને દીવસે મેળો ભરાય છે. ને તે આખા ભરૂચ જીલ્લામાં પ્રખ્યાત છે.

**ઠાકોરનાં ગામ**–દેહેજ, જાણીઆદરામાં ઠાકોરના વાંટા છે. વળી કલમ ગામ ભરૂચના દેશાઇજી કલ્યાણરાયજી હકુમતરાયજીનું ઇનામી છે.

**મુખ્ય ગામ—लखीगाम, * गंधार, विलायत, ने देहेज** એ મોટા કસ્બા છે. આ શિવાય (पखाजण, रहीआद, कलाद्रा, कडोदरा, अंभेटा, केशवाण,) છે.

**મુખ્ય અધીકારી**--મામલતદાર, મુનસફ, ફોજદાર, (મુનસફ આમોદ પ્રગણાના થોડા ગામના દીવાની કામ ચુકવે છે.)

**મુખ્ય પેદાશ**—કપાસ, જુવાર, ઘઉં, કઠોળ, તેમાં દેહેજના વાલ ભરૂચ જીલ્લામાં વખાણાય છે.

વાગરાના પશ્ચિમ ભાગને દેહેજબારા અથવા બારા કહે છે. ત્યાં જમીન રેતાળ ને ખારવાળી છે. ઉનાળામાં પાણીની તંગાશ ઘણીજ પડે છે.

---

* ગંધારમાં જોવા લાયેક જુની મૂર્તિઓ છે. તે ઉપરથી માલમ પડે છે કે અસલના વખતમાં તે મોટું શેહેર હશે.

## આમોદ પ્રગણું.

**ચાર દિશાની હદ**—ઉત્તરમાં ઢાઢર નદી પેલી તરફ જંબુશર પ્રગણું દક્ષિણમાં ભરૂચ તથા વાગરા પ્રગણું પૂર્વમાં ગાયેકવાડી વડોદરા સંસ્થાન, પશ્ચિમમાં વાગરા પ્રગણું, ને પેલીમેર દરિયોછે.

**ગામ તથા વસ્તી**—(૪૭) ગામ તથા (૩૯૬૪૧) માણસની વસ્તી છે.

**મુખ્ય નદી**—ઢાઢર એ ઉત્તરે છે.

**મુખ્ય ખાડીઓ**—આછોદ, ગોપાલ, રૂપારેલ, મોતા વિગેરે

**ઠાકોરનાં ગામ**—આમોદ, કેરવાડા, ઇખર એમાં ઠાકોરના વાંટા છે.

**મુખ્ય ગામ**—આમોદ ઢાઢર નદી ઉપર છે એમાં (૫૮૮૨) માણસની વસ્તીછે ને વાણીઆ, બ્રાહ્મણ, ક્ષત્રી, વિગેરે લોકો વસે છે રોજા टंकारीआ, इखर, सर्भोण મોટાં ગામ છે. આ શિવાય (केरवाडा, बुवा, समनी, इखर, दोरा, मातर એ વાગરા તાલુકાની હદમાં આવેલું છે.)

**મુખ્ય અધીકારી**—મામલતદાર, ફોજદાર.

**મુખ્ય પેદાશ**—કપાસ, જુવાર, ઘઊં, બાજરીની છે. (સમનીમાં કપાસ પીલવાનું કારખાનું હાલમાં થયું છે)

## જંબુશર પ્રગણું.

**ચાર દિશાની હદ**—ઉત્તરે મહી નદી દક્ષિણમાં ઢાઢર નદી પૂર્વમાં ગાયેકવાડી વડોદરા સંસ્થાન, પશ્ચિમમાં ખંભાતનું અખાત છે.

**ગામ તથા વસ્તી**—(૮૨) ગામ તથા (૭૭૭૭૨) માણસની વસ્તી છે.

**મુખ્ય નદીઓ**-૧ મહી નદી ઉત્તરેછે, ૨ ઢાઢર, દક્ષિણમાંછે.

**વેપારના બંદર**-ટંકારીઆ ઢાઢર નદીના બારા ઉપરછે દ ગામ મહી નદીના બારા ઉપર છે.

**જોવા લાયક જગા**-કાવીમાં સાસુ વહુના બંધાવેલાં દેરાંછે

**ઠાકોરના ગામ**-સારોદ, જંત્રાણ, અને શીગમાણ એમાં ઠાકોરના વાંટા છે.

**મુખ્ય ગામ**—જંબુશર ઢાઢર નદીથી ત્રણગાઉ ઉપરછે એમાં (૧૧૪૭૯)માણસની વસ્તીછેને વાણીઆ, બ્રાહ્મણ, મુસલમાન, કાછીઆ વિગેરે લોકોની વસ્તીછે. એમાં દવાખાનું ને સુધરાઇ ખાતુંછે. કાવી ગજેરા, સારોદ, ને વેડચ એ મોટાં ગામછે આશિવાય (ટંકારીઆ. દગામ, જત્રાણ, નોધણા, હણખી, કારેલી)છે.

**મુખ્ય અધીકારી**-મામલતદાર, મુનસફ, ફોજદાર, વિગેરે તેમાં મુનસફ આમોદ પ્રગણાના થોડા ગામનાં દીવાની કામ ચુકવેછે

**મુખ્ય પેદાશ**-કપાસ, જુવાર, બાજરી, ને ગળીની છે. કપાસ પીલવાના ૩ કારખાનાં જંબુશરમાં છે ને એક કાવીમાં છે.

**નીચેના સવાલો શિક્ષકોએ છોકરાઓને પુછી તેમનાં મન તે તરફ લાવી ઘણા વિવેચન સાથે સમજાવવા તેના નમુના બદલ દાખલા,**

૧ રાજા તે કોંને કેહેવાય, તે શું કામકરે, કોણ નાત હોયછે.

૨ ભરૂચ જીલ્લામાં અથવા તેને લગતી કયા કયા રાજની સરહદો લાગેલી છે.

૩ ભરૂચ જીલ્લામાં કોનુંરાજ્યછે. ને તે રાજા કોણછે, ને કયાંરહેછે ને તેમણે રૈયતના બંદોબસ્તને માટે સરકારી નોકરોની કેવી ગોઠવણ કરીછે?

૪ રાજપીપળા તે શું છે.—નાંદોદનારાજને રાજપીપળાનું રાજ કેમ કહેછે?

૫ કીમ નદીથી છેક મહી નદી સુધી જઇએ તો વચમાં કઈ કઈ ખાડીઓ અથવા નદીઓ ઓળંગવી પડશે ને વચમાં કયા કયા તાલુકા આવી જશે?

૬ વાગરા તાલુકાની પશ્ચિમમાં ખંભાતનો અખાતછે. તો તેની પશ્ચિમમાં કોઇ દેશ હશે કે નહીં?

૭ હાંસોટથી ગાડીએ બેશી લખી ગામ જવાય કે નહીં, ને કાવીથી ખંભાત જળ માર્ગે શીરીતે જવાય?

૮ અખાત તે શું હશે, ને તેનું પાણી ખેતીના કામમાં લેવાય કે નહીં. ને લેતો શી અડચણ પડે?

૯ સુકલતીર્થથી ગંધાર કઈ દિશાએ છે? કાવીથી માંડવા કઇ દિશાએ? હાંસોટથી પાનોલી કઇ દિશાએ છે? (આ સવાલની પેઠે બીજા પણ સવાલ પુછવાને તેમને સમજાવવા.)

૧૦ નર્મદા, ઉપરાવતી, ઢાઢર, કીમ, એ નદીઓનાં પાણી કઈ દિશાએ વહે છે.

૧૧ નકશામાં નદીને પૂર્વ છેડા આગળ આંગળી રાખી પુછવું કે નર્મદા અહીંથી થઈ રહી કે આગળ છે? એ પ્રમાણે બધી નદીઓનું પુછવાથી છોકરાઓને તે બાબતનો વિચાર કરવો પડેછે, ને પછી ખુલાસો કરવાથી છોકરાઓને તેબાબતનું જ્ઞાન ઉત્પન્ન થાય છે.

૧૨ આમોદથી સડકે થઈને ભરૂચ આવવું હોય તો કયાં કયાં મોટાં ગામ આવે ને તે ગામ કીયા તાલુકાનાં હશે?

૧૩ આમોદથી ગાડાં જવાની સડકો કઈ કઇ તરફ છે ને તે કયાં સુધીછે. ને તે સડક કેવી હશે? આગગાડી જવાની સડક ને તે સડકમાં તફાવત શો? તેજ પ્રમાણે ભરૂચ જીલ્લામાં કીયા મોટા ગામ ઉપર જવાને સડક કાઢીછે. ને તે કયાંથી? (એ રીતે સુચક પ્રશ્નોથી સડક બાબત વિચાર ઉત્પન્ન કરી ને સમજાવવા.)

૧૪ નાના ગામડાઓમાં મારા મારી વિગેરે થાયતો લોકો કોં

ની પાસે ફરીઆદ કરવા જાય છે

૧૫ દરેક ગામ સરકારનાંછે. પણ સરકારને તેની ઉપજ કેવી રીતનીછે ? કલેકટર, મામલેદાર, મુનસફ, જજ્જ, ફોજદાર, પોલીશ પટેલ, વિગેરે અધીકારીઓ કેહેવાય તે શું કામ કરતા હશે. તે બરોબર સમજાવો?

૧૬ બંદર તે શું? ને રેલવેસ્ટેશન તે શું? ને એ બેમાં તફાવત શો? ગામડું, કસ્બો, શેહેર, તાલુકો કોને કહેછે.

૧૭ જંબુશર તાલુકામાં ગામતો ઘણાંછે. તેવું એકજ જંબુશરછે તો તેને જંબુશર પ્રગણું કેમ કહેછે? કાવી અથવા ગજેરા પ્રગણું કેમ કેહેતા નથી?

૧૮ ભરૂચ જીલ્લામાં પાંચ પ્રગણાંછે. પણ તેમાં જંબુશર જીલ્લો કે વાગરા જીલ્લો ન કેહેવાતાં ભરૂચ જીલ્લો કેમ કહેછે?

૧૯ ભરૂચ તાલુકાનાં ક્યાં ગામ નર્મદા નદીના દક્ષિણ ભાગમાં આવેલાંછે? ને આમોદ પ્રગણાનું માતર ગામ વાગરા તાલુકાની હદમાં કેમ આવ્યુ હશે?

૨૦ આલીઆ બેટ ઘણો મોટોછે. ને તેમાં વસ્તી નથી. તેનું શું કારણ હશે?

૨૧ આમોદ ને વાગરા તાલુકાની હદ નકશામાં રંગથી પુરીબતાવેલીછે. પણ નકશામાં તો રંગછે પણ તે જગોએ વાગરા તથા આમોદ તાલુકાની વચમાં હદ બતાવવાને કોટ ચણી લીધો હશે કે વાડ કરાવી હશે?

૨૨ ગાયેકવાડ એ નામ રાજાનું છે કે હોદ્દો છે? ને ગાયકવાડની
રાજ ગાદી કયાં છે?

૨૩ ભરૂચ જીલ્લાના કોઈ ભાગને કાનમ, બારા, વાકળ, જે કેહે
વાય તે ભાગ કયા?

૨૪ ખેડવા લાયેક જમીન નથી તેને માટે આ નકશામાં કેવી
નિશાની બતાવીછે?

૨૫ શાહાબાદ, માંડવા બુરજગ, તેને માટે વિષેશ શુ સમજોછો?

૨૬ સુધરાઈ ખાતું તે શું કામ કરે ને ઘણું કરીને તે કયાંહોયછે?

૨૭ જાત્રાનાં ઠેકાણાં જે ભૂગોળમાં બતાવ્યાંછે તે કયા કયા લોક
નાં છે.?(હિંદુનાં કીયાં ને મુસલ્લમાનનાં કીયાં)

૨૮ પાલેજથી આગગાડીમાં બેશી કીમ ઉતરીએ તો વચમાં
કીયાં કીયાં સ્ટેશન આવે? ચમારગામથી રેલવેમાં બેશીહાં
સોટ જવું હોયતો કીયા સ્ટેશન ઉતરીને ગાડાની સડકે.
જવાય.

૨૯ પાનોલીથી ગાડીએ બેશો ઉત્તરમાં જઈએ તો પ્રથમગુજરા
તનો કીયો જીલ્લો આવે. ને કઇ મોટી નદી ઓળંગવી પડે
કીમથી દક્ષિણમાં જઈએ તો કીયો જીલ્લો આવે?

૩૦ મહીનદીની ઉત્તરમાં કીયો તાલુકો આવ્યોછે?

૩૧ ભરૂચથી ખંભાત જળ માર્ગે જવું હોય તો કયાં રહીને જ
વાશે ને શીરીતે!

૩૨ નદીંઓ ડુંગરમાંથી એકદમ નિકળતી હશે કે શીરીતે ને નિ

કળતું હશે તે પાણી કયાંથી આવતુ હશે?

૩૩ ડુગર, પર્વત, ઉપર ખેતી થાય કે નહીં? ને ડુંગરની ને પર્વતની પેદાશ શરકારને કાંઇ થતી હશે કે નહીં?

૩૪ વાંટો, ઇનામી ગામ, ઠાકોર એશબ્દોથી શું સમજોછો?

૩૫ ભુખી ખાડી કહેવાયછે પણ તેને ભુખીનદી કેમ કેહેતા નથી? ને ભુખીખાડી કયાંથી નિકળેછે? વંદખાડો કયાંથી નિકળેછે? એ બે ખાડી દરિઆને મળેછે પણ બીજી કેટલીક દરિઆને મળતી નથી તેને ખાડી કેમ કેહેવાયછે?

૩૬ ખંભાત, નાંદોદ, વડોદરા, એમાં રાજય કોનું હશે ને તમો જે ગામમાં રેહોછો તેમાં રાજ કીયા રાજાનું હશે?



# जाहेर खबर.

સર્વ સ્વદેશી સજ્જનોને સુચના આપવામાં આવેછે કે નીચે લખેલી ચોપડીઓ અમારી પાસે રોકડી કીમતે મળશે. માટે જે સાહેબોને રાખવાની ખાએસ હોય તો નીચે સહી કરનાર તરફ પોષ્ટપેડ કાગળથી લખીજણાવવું

ભરૂચજીલ્લાની ભૂગોળ. (નવી)

કોષ્ટાકાવળી.
મુંબાઈ ઇલાકાની ભૂગોળ.
હિંદુસ્તનની ભૂગોર.
} છપાય છે.

| | |
|---|---|
| પીનલકોડ કાયદા | પંચીકરણ |
| ક્રીમીનલ પ્રોશીજરકોડ | વીચારસાગર |
| શીવીલ પ્રોશીજર | સુંદરવીલાસ |
| દીપાર્ટ મેન્ટકાયદા | ભાગવત ટીકાસાથે |
| રેવન્યું કોડ | અધ્યામત ટીકાસાથે |
| પીનલકોડ ટીકાસાથે | ચંડીપાઠ |
| દીવાની ટીકા સાથે | પંચરત્નગીતા |
| મનુસ્મૃતિ ગુજરાતી | શીતાઆખ્યાન |
| રૂદ્રી (અષ્ટાદ્ધાય) | સત્યનારણ ટીકાસાથે |
| રામાયણ | બ્રહ્મનીતકર્મ |
| તુલશી કૃતરામાયણ | ત્રીકાળ સંધ્યા |

| | |
|---|---|
| હરીચંદ્ર તારામતી નાટક | લલીતા નાટક |
| છેલ સેલાણી નાટક | નળદયમંતી |
| કામસેન રશીકા નાટક | મદનમલીઆગરી |
| અમૃતસાગર વઈદક ગુ. | શીતાહરણ |
| સારંધર વૈદક ગુ. | બથોલ્ડ |
| નર્મદાશંકરનીગીતા | પ્રેમરાયચારૂમલી |
| ધર્મસિંધુ (ટીકાસાથે) | મલીનિતીનાટક |
| યોગવસીસ્ટ | નીર્ણયસિંધુ |

આ સિવાય તમામ જાતનાં સંસ્કૃત, તથા કાયદાઓ, વર્તાઓ, વઈદકો, વેદાન્તનાં પુસ્તકો, વિગેરે નિશાળોમાં ચાલતા તમામ ચોપડીઓ તથા તેના અર્થ. ઘણીજ સસ્તી કીમતે આપવામાં આવે છે.

**સુચના** અમારી દુકાને પુસ્તકો તથા દવાઓ વિગેરે દેશાવરના વેહેપારીઓ તરફથી કમીસનથી વેચવા રાખવામાં આવે છે ને તે સબંધીના હીસાબ બરોબર ચોખવટથી રાખવાને બંદોબસ્ત કરેલોછે

લી. મેહેતા કાશીરામ જેભાઈ બુકશેલર. (સલુણવાળા)

મુ. ભરૂચ મધ્યે હાજીખાના બજારમાં.